॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# પરમભક્ત પ્રહ્‌લાદ

કિંવા

# નૃસિંહાવતાર

નામક

પંડિત રાધેશ્યામ કવિરત્ન પાસે

[illegible] વર્ણાવેલા નાટકનો સંક્ષિપ્ત સાર તથા ગાયનો

---

"परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे" ॥

श्रीमद्भगवद्गीताः अ. ४ : श्लो. ८.

---

પ્રકાશક

**નવી આલફ્રેડ નાટક મંડળી**

માલિક માણેકજી જીવણજી માસ્ટર,

માસ્ટર થીએટર - ઘીકાંટા - અમદાવાદ.

---

જે ચોપડી ઉપર મા. જી. માસ્ટરની સહીનો રબ્બર સ્ટેંપ ન મારેલો હોય તે ચોપડી ચોરીની અથવા કોઈ બીજે જ ઠેકાણે છપાયલી તેમ જ ગોટાળાવાળી સમજવાની છે.

વિક્રમાબ્દ ૧૯૭૮. ઇ. સ. ૧૯૨૨.

મૂલ્ય ચાર આના

" સાધુ જનોની રક્ષા, દુષ્ટોના વિનાશ તથા ધર્મની સંસ્થાપનામાટે હું યુગ યુગમાં અવતાર ધારૂં છું."

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા : અ. ૪ : શ્લો ૮.

---



---

પ્રથમ આવૃત્તિ

પ્રત ૩૦૦૦.

" ધી જૈન ઍડવોકેટ " પ્રિન્ટિંગ પ્રેસમાં
શાહ ચિમનલાલ ગોકળદાસે છાપ્યું :
કેસિંગભાઈની વાડીઃ ઘીકાંટા : અમદાવાદ.

# પ્રસ્તાવના



આજથી લગભગ છ વર્ષ પૂર્વે અમારી નવી આલ્ફ્રેડ નાટક મંડળીએ ભારતવર્ષની પ્રજા જે ભાષાને સમસ્ત ભારતવર્ષની એક ભાષા એટલે કે ભારતવર્ષની Lingua Franca કરવા માટેના ભગીરથ પ્રયત્નો કરી રહી છે અને વસ્તુતઃ જે ભાષા સમસ્ત ભારતવર્ષની સર્વસાધારણ ભાષા થવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવે છે તે સર્વમાન્ય હિન્દી ભાષામાં નાટકો ભજવીને એ ભાષાને ભારતવર્ષના ભિન્ન ભિન્ન ભાગોમાં પ્રસારવાના તેમ જ ભારતવર્ષની આર્ય પ્રજાની પ્રાચીન ઐતિહાસિક તથા ધાર્મિક ભાવનાઓને ઐતિહાસિક ધાર્મિક નાટકોદ્વારા પુનઃ સતેજ કરવાના ઉદ્દેશથી "વીર અભિમન્યુ" નામક હિન્દી નાટક 'મહાભારત'ના આધારે લખાવીને રંગભૂમિપર ભજવી બતાવ્યું હતું અને તે મધ્ય હિન્દુસ્તાનના દિલ્લી, લખનૌ, મુરાદાબાદ તથા કાનપુર આદિ સ્થાનોમાં તેમ જ મુંબઇ, સુરત તથા અહમ્મદાબાદ (અમદાવાદ) જેવાં જ્યાંના નિવાસીઓમાં હિન્દી ભાષાનો અત્યંત અલ્પ પ્રચાર છે તેવાં સ્થાનોમાં પણ પ્રેક્ષકોના અતિશય આદરને પાત્ર થયું હતું. અમારા એ પ્રયત્નમાં અમને અમારી ધારણા કરતાં વિશેષ પરિમાણમાં મળેલા વિજયથી અમારા ઉત્સાહની વૃદ્ધિ થાય એ સ્વાભાવિક હતું અને તે ઉત્સાહના યોગે જ અમો આજે હિન્દી ભાષામાં લખાયલા 'પરમભક્ત પ્રહ્લાદ કિંવા નૃસિંહાવતાર' નામક નવીન ધાર્મિક કિંવા પૌરાણિક નાટકને પ્રેક્ષકો સમક્ષ રંગભૂમિપર ભજવવાનું સાહસ કરીએ છીએ. અમારી માન્યતા અનુસાર અમોએ પ્રસ્તુત પૌરાણિક નાટકને ઉત્તમ લેખરૂપ આભ્યંતર શૃંગારવડે તેમ જ યથોચિત સીનસીનરી તથા પોશાક આદિ બાહ્ય ઉપકરણોવડે શૃંગારવામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેવા દીધી નથી; તથાપિ અમારા એ પ્રયત્નની સફળતાના નિર્ણયનો અધિકાર પ્રેક્ષકોનો હોવાથી એ વિષયમાં અત્યારે અમે પોતે મૌનાવલંબન જ ઉત્તમ

આનીએ છીએ, કારણ કે, કાર્યકર્ત્તા મનુષ્ય છે અને યશોદાતા કિંવા ફળદાતા પરમેશ્વર છે. અસ્તુઃ હવે અમો પ્રસ્તુત નાટકના વસ્તુના વિષયનો કાંઈક આભાસ આપીશું.

'શ્રીમદ્ ભાગવત' ના સપ્તમ સ્કંધમાં શ્રી વિષ્ણુ ભગવાનના પરમભક્ત અને દૈત્યકુલતિલક પ્રહલાદની જે કથા વિસ્તાર પૂર્વક વર્ણવાયલી છે તેનો સાર એ છે કેઃ જે હિરણ્યાક્ષ નામક દૈત્ય પૃથ્વીને પાતાળમાં લઈ ગયો હતો અને જેને વિષ્ણુએ વરાહ અવતાર લઈને વિદાર્યો હતો તે હિરણ્યાક્ષનો હિરણ્યકશિપુ નામે ભાઈ હતો અને તેણે તપ કરીને બ્રહ્મા પાસેથી દિવસે કે રાતે મનુષ્ય, પશુ કે પક્ષીવડે તેમ જ કોઈ પણ પ્રકારના શસ્ત્રથી તેનું મરણ ન થાય એવા પ્રકારનો વર મેળવ્યો હતો અને ત્યાર પછી અમરાવતીમાંથી દેવોને હાંકી કાઢીને ઇન્દ્રપુરીમાં પોતાના અધિકારને તેણે સ્થાપી દીધો હતો. હિરણ્યકશિપુ વિષ્ણુનો પરમવિરોધી હોવાથી તેમની સાથે યુદ્ધ કરવાના વિચારથી તેમને શોધવા નીકળ્યો હતો પરંતુ તેઓ તેને ક્યાંય પણ ન મળવાથી અતિશય અહંકાર થયો હતો. એવામાં બનાવ એવો બન્યો કે તેનો પુત્ર પ્રહલાદ વિષ્ણુનો ભક્ત થયો અને નિરંતર વિષ્ણુના નામનો જપ કરવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પણ પાઠશાળામાં તેને ભણવાઆટે મૂક્યો તો ત્યાં પણ વિદ્યાભ્યાસને બદલે વિષ્ણુ નામની ઘોષણા કરવા લાગ્યો અને અન્ય બાળકો કિંવા વિદ્યાર્થીઓને પણ વિષ્ણુ નામ જપાવવા લાગ્યો. આથી પાઠશાળાના અધ્યાપકે તેનાથી કંટાળીને તેને પાછો તેના પિતાના હસ્તમાં સોંપી દીધો અને હિરણ્યકશિપુએ પોતાના બંધુના પ્રાણ લેનાર પોતાના પરમશત્રુ વિષ્ણુના નામને ન ઉચ્ચારવામાટે તેને પ્રથમ બહુ સમજાવ્યો. પરંતુ તે સમજ્યો નહિ એટલે તેને મારવાના અનેક ઉપાયો કર્યા. તથાપિ જેનાપર વિષ્ણુની કૃપા હતી તે પ્રહલાદને દૈત્યોનાં શસ્ત્રો, સર્પોની ફણાઓ, હાથીની સૂંઢો અને અગ્નિની ગગનગામિની જ્વાળાઓ મારી ન શકી અર્થાત્ પ્રહલાદને મારી નાખવાના સર્વ પ્રયત્નો વ્યર્થ થયા એટલે હિરણ્યકશિપુએ પ્રહલાદને રાજસભામાં બોલાવીને કહ્યું કેઃ "હે મંદબુદ્ધિ, તું મારા વિના જગતના અન્ય ઈશ્વરને માને છે તો તે તારો ઈશ્વર ક્યાં છે ?" પ્રહલાદે કહ્યું કેઃ

"તે સર્વત્રવ્યાપક છે." એટલે હિરણ્યકશિપુએ પૂછ્યું કે: "જો તે સર્વત્રવ્યાપક છે તો આ સ્તંભમાં કેમ નથી દેખાતો?" એના ઉત્તરમાં પ્રહ્લાદે જણાવ્યું કે: "મને તો તે આ સ્તંભમાં પણ દેખાય છે." પરંતુ હિરણ્યકશિપુએ સ્તંભમાં વિષ્ણુને ન જોવાથી પ્રહ્લાદના શિરચ્છેદમાટે જેવું શસ્ત્રને ઉગામ્યું કે તત્કાળ સ્તંભ બે ભાગમાં વિભક્ત થઇ ગયો અને જેમણે નૃસિંહ—નર તથા સિંહનું મિશ્ર—સ્વરૂપ ધાર્યું હતું તેવા વિષ્ણુ ભગવાને બ્રહ્માના વરદાનનો સત્ય સિદ્ધ કરવામાટે સભાના ઉંબરામાં (નહિ બહાર કે નહિ અંદર), પોતાની જંઘા ઉપર રાખીને (નહિ પૃથ્વીપર કે નહિ આકાશમાં) અને સંધ્યા સમયે (નહિ દિવસે કે નહિ રાતે) પોતાના નખોવતી દૈત્ય હિરણ્યકશિપુને ચીરી નાખ્યો એટલે કે તેને કોઇ પણ પ્રકારના શસ્ત્રથી ન માર્યો અને પ્રહ્લાદને તેના પિતાના રાજ્યનો નરનાથ બનાવી દીધો. આ કથાના આધારે જ પ્રસ્તુત નાટક રચાયલું છે: છતાં નાટકને સાહિત્ય તથા કલાની દૃષ્ટિથી અધિક આકર્ષક, રોચક તથા બોધક બનાવવામાટે એમાં કલ્પનાનું પણ કિંચિત મિશ્રણ કરાયલું છે, એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી.

અસ્તુ: અમારા "વીર અભિમન્યુ" નાટક પ્રમાણે જ પરમાત્માની કૃપાથી જો અમારો આ "પરમભક્ત પ્રહ્લાદ" નામક નવીન હિન્દી નાટ્ય પ્રયોગ લોકાદરને પાત્ર થશે, તો એ લોકપ્રિયતાને જ અમારા પરિશ્રમનું પૂર્ણ પારિતોષિક માનીને અમો એવા જ અન્ય નવીન પ્રયત્નનો દ્વિગુણિત ઉત્સાહથી આરંભ કરીશું. ઇત્યલમ્.

અહમ્મદાબાદ (અમદાવાદ)
માસ્ટર થીએટર
આશ્વિન, શુક્લ તૃતીયા,
શનિવાર: સં. ૧૯૭૮
તા. ૨૪ મી સપ્ટેંબર ૧૯૨૧

ભવદીય કૃપાકાંક્ષી
**માણેકજી જીવણજી માસ્ટર,**
માલેક, નવી આલ્ફ્રેડ નાટક મંડળી.

# પાત્રોનો પરિચય

## પુરુષ પાત્રો

**શ્રી વિષ્ણુ**—સાધુજનરક્ષક અને દુષ્ટજનસંહારક; ભક્તવત્સલ હોવાથી ભક્ત પ્રહ્લાદના ઉદ્ધારમાટે નૃસિંહાવતાર ધરી હિરણ્યકશિપુનો નાશ કરનાર ત્રિભુવનપાલક અંતર્યામી ભગવાન્.

**શ્રી શંકર**—કૈલાસનાથ મહાદેવ ( સૃષ્ટિસંહારક શક્તિ )

**હિરણ્યકશિપુ**—વિષ્ણુ ભગવાનનો પરમવિરોધી અને પોતાને '**જગદીશ**' મનાવતો મહામદોન્મત્ત દૈત્યરાજ, ભક્ત પ્રહ્લાદનો પિતા.

**પ્રહ્લાદ**—હિરણ્યકશિપુનો યુવરાજ; ભગવાન્ વિષ્ણુનો અનન્ય ભક્ત ( પ્રસ્તુત નાટકનો નાયક ).

**વજ્રદન્ત**—હિરણ્યકશિપુનો એક સેનાધ્યક્ષ; ક્ષાત્રધર્મ પાલક વીરનર.

**વક્રમૂર્ત્તિ**—હિરણ્યકશિપુનો એક ક્રૂરાત્મા સેવક.

**પાંડે**—હિરણ્યકશિપુનો એક સ્વાર્થસાધુ અને 'હાજી હા' કરનારો સેવક તથા પાઠશાળાનો અધ્યાપક.

**લોભીલાલ**—દામનો ગુલામ અને પૂરો ખુશામદી; હિરણ્યકશિપુનો સ્વાર્થપરાયણ દાસ; ચંચળાનો પતિ અને પ્રમોદનો પિતા.

**પ્રમોદ**—લોભીલાલનો પુત્ર: પ્રહ્લાદનો બાલસખા; મહાપવિત્રાત્મા બાલક.

**કોટવાલ**—હિરણ્યકશિપુનો નગરપ્રબંધકર્ત્તા અધિકારી.

**એ ઉપરાંત ખેડુતો, બ્રાહ્મણો, કુંભાર અને સભાસદો ઇત્યાદિ.**

ગુરૂ ગતિ માત બંધુ ઔર નારી નાતે રિશ્તેદાર
દંડ યોગ્ય હો જાતે હૈં જો કરેં ન ધર્માચાર
ધર્મ હી સાર હય—
ઔર કહાંતક કહું ધર્મકી મહિમા બડી અપાર
ધર્મહિત હી સમય સમયપર હોતા હૈ અવતાર
ધર્મ હી સાર હૈ—

---

પ્રહ્લાદ— ૧૮

મુઝે ઔર ન દુજેસે હૈ કામ મેરી પાટીપે લિખિયે હરિકા નામ
નરજન્મપે જબ દેતા હું ધ્યાન કર્તવ્ય યે હી મિલતા પ્રધાન
બસ યેહી મેરા ધન ઔર ધામ મેરી પાટીપે લિખિયે હરિકા નામ
તબને નહીં લાલચ ઔર રહા જબસે હીરા હરિનામ ગહા
સબ ફીકે હુવે દુનિયાકે દામ મેરી પાટીપે લિખિયે હરિકા નામ
હર આસકે પાસમેં હરિહરિ હૈ અબ તો હરશ્વાસમેં હરિહરિ હૈ
હરિનામકી લી મૈને ડોર થામ મેરી પાટીપે લિખિયે હરિકા નામ

---

વિદ્યાર્થીઓ— ૧૯

વ્રત ભંગ કરેંગે નહીં દુર્વાક્ય બોલ કર
સહ લેંગે જુલ્મ પ્રેમસે છાતીકો ખોલ કર
પીછેકો હટેંગે નહીં આગે હી બઢેંગે
કાતિલ જબ હમપે આયેગા તલ્વાર તોલ કર
શિકવેમેં શિકાયતમેં બુરાઈમેં બદીમેં
દેખેંગે પહલે અપને જિગરકો ટટોલ કર
મોતી હૃદયકે માનસરોવરમેં બહોત હૈં
લાઓ ભી રાધેશ્યામ કોઇ રોલ રોલ કર—

---

વિદ્યાર્થીઓ— ૨૦

જય જગદીશ હરે જય જગદીશ હરે
અખિલ લોકકે સ્વામી અતિ આનંદ ભરે—

દાની દીનાનાથ દયાનિધિ દીનબન્ધુ દાતા
હમ સબ પુત્ર તુમ્હારે તુમ હો પિતા માતા—
અશરણશરણ અમર અવિનાશી અજ અન્તર્યામી
હમ સબ દાસ તુમ્હારે તુમ સબકે સ્વામી—
રાધેશ્યામ પ્રભો પરિપૂરણ પ્રકટત પરકાજા
હમ સબ પ્રજા તુમ્હારી તુમ હો મહારાજા—



શ્યામલતા— ૨૧

ક્યા અચ્છા હોતા ગલ ગલકે તલવારેં
બહ જાતી હોકર માતૃદૂધકી ધારેં
સંસારમેં કોઇ નહીં કિસીસે લડતા
બલવાન કોઇ નિર્બલકો નહીં પકડતા
સબકો બાંધે સત્યતાકી રહતી તારેં
કણ કણસે હોતી શાન્તિભરી ગુંજારેં
સ્વાધીન સભી ધર્મજ્ઞ સભી જન હોતે
સબકે તન હોતે એક ઔરએક મન હોતે
આતી હોતી સત્યતાકી પ્રિય ઝનકારેં
સબ સૃષ્ટિ ગા રહી હોતી પ્રેમમલ્હારેં



કોટવાલ, લોભી, પ્રમોદ, ચંચલા— ૨૨

ધન્ય ધન્ય કોટવાલ તુમકો, ધન્ય તુમ્હારે માત પિતા,
રાજા ઔર પ્રજા દોનોં પર, તુમને લો ઉપકાર કિયા,
નહિ માનવી હૈ યહ કોઇ, સાક્ષાત્ વાણી હૈ યહ.
દેવી ધાત્રી ઔરી હૈ યહ; માતા કલ્યાણી હૈ યહ
તુમ હો બેશક ચાતુર જ્ઞાની, તુમને જાહિર કી મરદાની,
મૈંને તુમ્હારી શિક્ષા માની, ગુણવંતી બાલા હો સ્વામી.
તુમને અપને દિલકે અંદર; અચ્છા સોચ બિચાર કિયા.



પ્રહ્લાદ— ૨૩

હરિ હરિ મોહ હૃદય લગાયે ગયે હૈં
તાપ સારા બિરહકા મિટાયે ગયે હૈં
કારાગાર બૈકુંઠ બના હૈ જહાં અપને વે પગ
પધરાયે ગયે હૈં—
પાસમેં આકે પ્યાસ બુઝાકે દાસ અપનેકો
પ્રભુ અપનાયે ગયે હૈ—



વિષ્ણુ— ૨૪

નહીં મેં ક્ષણભરકો સ્વાધીન—
મૈ ઉસકે આધીન હુ પહલે જો મેરે આધીન
ડાલ દી હે ભક્ત જનને એસી ઉલઝન હાતમેં
હતકડીસે હે જિયાદા જિસકા બંધન હાતમેં
મેં હું ઇસકી કયદમેં યે કયદમેં રાક્ષસકી હે
એક હી બસ ડોર મુજ બેબસકી ઇસ બેબસકી હે
યે મુઝમેં લવલીન હુવા હે મેં ઉસમેં લવલીન



શ્યામલતા— ૨૫

ધર્મ કહતા હે કે હાં અપની પરીક્ષા હો જાય
પ્રેમ કહતા હે પ્રથમ મેરી ચિકિત્સા હો જાય
ધાર આંસૂકી બને ગર્મ રૂધિર છાતીકા
વોહ સહનશીલતા હો પથર ભી અપના હો જાય
યા તો ઇસ પાપકે સંસારમે હો ચયન અમન
વર્ના અન્યાયકા યહે વિશ્વ ભી સૂના હો જાય
જલ્દ વોહ રાસ્તા બતલાયે કોઈ રાધેશ્યામ
હમ રહેં વોહ ભી રહેં ઘર ભી નમૂના હો જાય



કુંઢા— ૨૬

હાં દેખના દેખના ગર્વીલી નારી
કૈસી મૈં પહની દોધારી કટારી હું આરી હું
પ્રલયકાલકી નારી હું કારી હું
ચપલા ચામુંડા ચંડી હું મહિમા મહાશક્તિ હું
પરમ પ્રચંડી જ્વાલામુખી હું—
મેરે કોપસે મેરે તાપસે મેરે હાથસે મેરે દાવસે
બચ સકતી હી નહીં હૈ તૂ
મૈં વોહ આગ લગાનેવાલી ચિનગારી હું-

વિષ્ણુ— ૨૭

ભાવકે ભૂકે હૈં ભગવાન્
ભાવના હો યદિ સચ્ચી મનમેં તો સબ વ્યર્થ વિધાન
ભક્તજનોંકા ભાવ હી હોતા ચારોં ફલકા દાતા,
ભાવસે જો પાષાણકો પૂજે નારાયણ મિલ જાતા.
ભાવ હી ઈસલિયે હૈ પ્રધાન.

ચંચલા— ૨૮

પુરુષોંને હમકો ફાંસ લિયા પિંજરમેં,
પ્યારી પ્યારી કહે ડાલ દિયા પિંજરમેં.
જબ આદિ પુરુષને સૃષ્ટિકો ઉપજાયા,
હરએકકો ઉસને એક સમાન બનાયા,
પર પુરુષ જાતિને એેક પુરુષાર્થ દિખાયા,
અપનેકો ઉંચ ઓર નીચ હમેં ઠહરાયા,
ભોલી ચિડિયોંકો કેદ કિયા પિંજરમેં—
જ્યું હી છૂટા નવ માસકા બંદીખાના,
ઓર પડા જગતકે કારાગારમેં આના,
બસ પિતા પતિ પુત્રોંમેં હુવા ઠિકાના,
તીનો પન બંધન હી મે પડે બિતાના,
હમને તો પ્રેમકા જામ પિયા પિંજરમેં—

ચંચલા, પ્રમોદ તથા લોભીલાલ — ૨૯

કરોગે નારીજાતિકા માન, તો ઘર હો જાયેગા સ્વર્ગ સમાન
બઢા હો યદિ નારીજાતિમેં જ્ઞાન.
તો હોગા પુરુષોંકા અપમાન.
લક્ષ્મીનારાયણ કહનેમેં પહલે લક્ષ્મી હી આતી હૈ
ગૌરીશંકરમેં ભી દેખો ગૌરી પ્રથમ કહી જાતી હૈ
યહ તો સ્વર્ગલોકવાલે હૈં ઇનકી ઉપમા ક્યું લાતી હૈ
યહ સ્ત્રીપુલ્લિંગકી બાત જગ કી યહીં તય હો જાતી હૈ.
નામ હમારેમેં લો પહલે ઔર ભી પીછે આતી હૈ.
લેકિન લો ઔર ભી મિલનેસે જાતિ ઔર હી હો જાતી હૈ
આપસે ઐસા હે વિદ્વાન્ લીજિયે અબ ભી હરી માન;
કહો હૈ નારીજાતિ પ્રધાન. ઠીક હૈ ઠીક હૈ દયાનિધાન.

ચંચલ, પ્રમોદ તથા લોભીલાલ — ૩૦

દેખો યારો ઘરવાલેકો ઘરવાલીસે જ્ઞાન મિલા.
રાષ્ટ્રીય વિદ્યાલયસે કહીં જ્યાદા વિદ્યાદાન મિલા.
સુખદાતા અબ હૈ ઘરવાલી ગુરુમાતા અબ હૈ ઘરવાલી
યહ ન કહો હે પ્રાનધની તુમ હો સ્વામી મૈં સેવકની
પડી હતોડી જબ તબલેપર થાપ ચોટ નિકલી તબ સુંદર
સચ હૈ દેવતા સચ હૈ દેવી,
આજ તુમ્હારે પુણ્યસે પાપીકો ભી સ્વર્ગસ્થાન મિલા.

સભાસદો— ૩૧

જય ત્રિભુવનભર્તા સંકટહર્તા જગકે કર્તા
મોદભરે જગદીશ હરે.
જય જનકે રક્ષક ખલકે ભક્ષક જન્મમરણસે
તીનપરે જગદીશ હરે,
જય સુખકે સાગર જગત ઉજાગર
નાગર નાના રૂપધરે જગદીશ હરે.

સમાપ્ત